॥ ॐ श्री धन्वंतरये नमः ॥

# પ્લેગ સુદર્શન ચક્ર.


લેખક અને પ્રકાશક.

વૈદ્યશાસ્ત્રી. નારાયણશંકર દેવશંકર.

ઠે. સ્વામીનારાયણના મંદીર સામે.

આયુર્વેદ ચિકિત્સાલય—અમદાવાદ.


शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवंतु भूतगणाः ॥
दोषाः प्रयांतु नाशं, सर्वत्र सुखी भवंतु लोकाः ॥


અમદાવાદમાં ગણુદરવાજા પાસે ચુડીઓળમાં નંબર ૨૭૪૪ વાળા મકાનમાં આવેલા ધી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં શા. અમરતલાલ જેશીંગભાઈએ છાપ્યો.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

અમૂલ્ય.

# વિજ્ઞપ્તિ.

આ લઘુલેખ જનસમુદાયની સેવામાં મુકતાં પહેલાં વિનંતી કરવાની રજા લઉં છું કે આ લેખ હાલ ચાલતા દુષ્ટ પ્લેગના વ્યાધિ સંબંધનો છે. અને તેનું નામ **પ્લેગ સુદર્શન ચક્ર** એવું રાખવામાં આવ્યું છે મ્હારી ઘણી ઉમેદ હતી કે સર્વ સામાન્ય માણસોના વાંચવામાં આ લેખ આવે તો વધારે સારૂં એ હેતુથી જાહેર પત્રોમાં મુકવા માટે મેં બનતી તજવીજ કરેલી પણ હાલના સમયને અનુસરતા કેટલાક પ્રતિકુળ સંયોગોને લીધે તે પ્રમાણે બન્યું નહી. પરમકૃપાળુ પરમાત્માની પ્રેરણાથી મને તે લેખ અલગ છપાવવાની ઇચ્છા થઈ અને તે હકીકત મારા સુજ્ઞ મિત્ર રા. રા. અમૃતલાલ જેશાંગભાઇ કે જેઓ આ પ્રેસના માલીક છે તેમને કહી. તેઓએ આ લેખનો વિષય સાર્વજનિકહિતકારક છે એમ ધારી મફત છાપી આપવાનું કામ પોતાને માથે લેવાથી મારી ઇચ્છાને અનુમોદન મળ્યું તેથી હું તેમનો આભારી છું. આ લેખમાં પ્લેગશબ્દનો અર્થ, પ્લેગનો પ્રાચીનઇતિહાસ, પ્લેગની ઉત્પત્તિ, પ્લેગ થવાનાં કારણો, લક્ષણો, સાવચેતી ઔષધોપચાર વગેરે ટુંકામાં બતાવવામાં આવ્યાં છે કે જ્યાં વૈદ્ય ડાક્તરો ન મળી શકે ત્યાં સહેલાઇથી દવા કરવી બની શકે તેથી આ લઘુ લેખ જાહેરમાં મુક્યો છે. પુસ્તકરૂપે બહાર પાડવાના હેતુથી આ લેખ લખવામાં આવ્યો નથી માટે ભુલ હોય તે સુધારી સજ્જનો વાંચવા કૃપા કરશે અને તેમાં સૂચવેલી હકીકત પ્રમાણે વર્તવા મહેરબાની કરશે એવી આશા રાખું છું.

**લી. લેખક.**

॥ श्री धन्वंतरये नमः ॥

# પ્લેગ સુદર્શન ચક્ર.




ગ આજકાલ આપણા આ વિશાળ નગરમાં ઉપરના શબ્દના ઉચ્ચારણ માત્રથીજ નાગરીકોનાં હૃદય ભયભીત થઇ જાય છે. એ શબ્દ આંગ્લભાષાનો છે; અને તેનું મૂળ ગ્રીક અને લેટીન ભાષામાંથી મળી આવે છે. એ બે ભાષાઓમાં એનો અર્થ દુર્દૈવનો ઘાત તથા ફટકો એમ થાય છે. આંગ્લભાષામાં એનો મૂળ અર્થ 'ફટકો' અથવા '**દૈવી ઘાત**' ( A Stroke or blow from heaven ) એમ થાય છે. ગ્રીક અને લેટીન ભાષા શિવાય જરમન ડેનીશ, સ્વીડીશ વીગેરે ભાષામાં પણ એ શબ્દનો મૂળ શબ્દ દસ્ત થાય છે. પરંતુ 'પ્લેગ' એ મહાન ભયંકર કાળરૂપ પ્રાણનાશક, દુષ્ટરોગ કે જેને '**મરકી**' '**ગાંઠીઓતાવ**' '**મહા મારી**' '**અગ્નિરોહણી**' '**સન્નિપાત ગ્રન્થિ**' વીગેરે કહીએ છીએ, તેને માટે હાલ વપરાય છે. આ 'પ્લેગ'ને માટે આર્યવૈદકમાં '**अग्निरोहिणी**' એવું નામ આપ્યું છે અને મહર્ષિ ચરકાદિ મુનીયોયે તેના લક્ષણ નીચે પ્રમાણે દર્શાવ્યાં છે:—

**कक्षाभागेषु ये स्फोटा जायंते मांसदारगाः ।**

**अंतर्दाहज्वरकरादीप्त पावक संनिभाः ।**

सप्ताहाद्द्वादशाहाद्वापक्षाहाद्वाहन्ति मानवं ।
तामग्निरोहिणीं विद्यादसाध्यां सान्निपातिकीम् ॥

બગલ, જાંગ વીગેરેની (કક્ષાનો અર્થ દરેક પ્રકારના સાંધા એવો આ સ્થળે થાય છે.) આસપાસ માંસને વિદારણ કરનારા ફોલ્લા (એટલે ગાંઠા) થાય છે અને તેથી શરીરમાં બળતરા બળે છે, અને સખત તાવ આવે છે. આ ફોલ્લા (ગાંઠા) અગ્નિ જેવા લાલચોળ હોયછે અને તે વાયુથી હોયતો સાત દિવસે, પિત્તથી હોયતો બાર દિવસે, કફથી હોયતો પંદર દીવસે મનુષ્ય મૃત્યુને સ્વાધિન થાય છે. આ ત્રિદોષજન્ય અગ્નિરોહિણી પિટિકા અસાધ્ય છે.



# પ્લેગનો પ્રાચીન ઇતિહાસ.

આ રોગ કંઇ નવીન નથી પાછલી નોંધોપરથી જણાય છે કે ઘણા કાળથી ઘણા દેશોમાં આ રોગ થઇ ગયેલો છે, અને તેણે ઘણા દેશોને પાયમાલ કરી મુકયા છે. ડૉ. પ્રાણજીવનદાસે પોતાના પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે આ રોગનું મિસર દેશમાં પ્રથમના વખતમાં બહુ જોર હતું એમ જણાય છે. ત્યારે તેને ઇશ્વરીકોપ માનવામાં આવતો હતો, અને તે દોષરૂપ ગણાતો હતો. એ દેશના લોકોમાં પ્રખ્યાત થઇ ગયેલા મોઝીઝ અને ડેવિડસનના વખતમાં પ્લેગ ઘણા જોરમાં ફેલાયો હતો, અને તેઓએ તેને શાંત પાડવાને ...મ સખ્ત ધારા બાંધ્યા હતા; પરંતુ તે વ્યર્થ હતું; હજારો માણસો ...મ્યા અને તેથી તેઓને તે દેશ છોડી બીજે જવા-

ની ફરજ પડી હતી. પ્રથમ એથેન્સ, રોમ, કોન્સ્ટેન્ટિનોપલ આદિ ઘણા દેશોમાં ગાંઠીયો તાવ પૂર્ણજોરમાં પ્રચલિત હતો, અને જાહોજલાલીમાં ઝુલતાં (તે દેશના) શહેરોને ઉજ્જડ કરી નાંખ્યાં હતાં.

સંને ૫૪૨ અને તે પછીના વર્ષમાં યૂરોપ તેમજ એશીઆનાં કેટલાક દેશોમાં ગાંઠીઓ તાવ અતિશય વાપ્યો હતો. મિસરમાં શરૂ થયા પછી થોડે સમયે સીરિયા, ઇરાન અને હિંદુસ્થાન તરફ તે ફેલાયો અને બીજી તરફથી ગ્રીસ અને ઇટાલીમાં તે પ્રસર્યો. એમ કહેવાય છે કે અલ્પ સમય પછી તો તેણે અર્ધી વસ્તીનો સંહાર કરી નાંખ્યો હતો! આ વિષયમાં પ્રખ્યાત ઇતિહાસકાર ગિબન કહે છે કે "એકી વખતે લડાઇ, મરકી અને દુકાળના સામટા મારથી જસ્ટીયન રાજાની પ્રજાને ઘણાં સંકટો વેઠવાં પડયાં હતાં અને તેના વખતથી દુનિયામાંના કેટલાક સુંદરમાં સુંદર પ્રદેશની પ્રજાની સંખ્યામાં જે ઘટાડો થયો છે તે હજુ પણ પુરાયો નથી. આ તેની કારકીર્દીને ઓછું નામોશી લગાડનાર નથી.

ઇ. સ. ૧૩૧૬ અને ૧૩૬૮ માં ઇંગ્લાંડમાં ઘણી ભયાનક મરકી ચાલતી હતી પશ્ચાત્ ૧૫૬૩ અને ૧૫૬૪ માં તે પુનઃ પ્રચલિત હતી. ૧૫૬૪ માં લન્ડનના એક કબ્રસ્થાનમાં લગભગ ૫૦૦૦૦ માણસ દાટવામાં આવ્યાં હતાં જેમાંનો મોટો ભાગ મરકીનો ભોગ થયો હતો! આપણા દેશમાં પ્રથમ આ રોગનો પ્રચાર હતો, પરંતુ તે વિષે જાણવા જેવા હેવાલ થોડાજ મળી આવે છે.

સર જેમ્સ કેમ્બલ, મુંબઇના માજીકમીશનર અમદાવાદ ગેઝેટિયરમાં અમદાવાદ સંબંધી કહેછે કે તે રોગ અમદાવાદમાં ઈ. સ. ૧૬૧૮ માં ચાલ્યો હતો; અને તે આગ્રા અને દીલ્હી તરફથી દાખલ થયો હતો. પ્રથમ શરૂઆતતો ઇ. સ. ૧૬૧૧

થઇ હતી અને ત્યાંથી એક બાજુ કાશ્મીર અને બીજી બાજુ દિલ્હી અને ઉત્તર હિંદુસ્તાનમાં પ્રસર્યો હતો, અને જ્યાં મરકીનું જોર વધારે ત્યાં ઉંદરની સંખ્યા પણ વધતી હતી, આથી જણાય છે કે મરકીના ઉપદ્રવ સાથે ઉંદરને મોટો સંબંધ છે. ઇ. સ. ૧૬૮૯ માં ઔરંગજેબનો મુકામ બિજાપુર હતો ત્યારે પણ એ રોગે પુનઃ અમદાવાદમાં દેખાવ દીધો હતો. સુરતમાં તે રોગ ૧૬૮૪ થી ૧૬૯૦ સુધી ચાલ્યો હતો અને શહેર લગભગ ઉજ્જડ થઇ ગયું હતું. મુમ્બાપુરીમાં (મુંબઇ) ઈ. સ. ૧૬૮૯ અને ૧૬૯૦ માં તેમજ ૧૭૦૨ માં તે દુષ્ટ રોગે વાસ કર્યો હતો. સર જેમ્સ કેમ્પબલ બોમ્બે ગેઝેટીયરમાં લખે છે કે તે શહેરની ૮૦૦ યુરોપીયન વસ્તીમાંથી ફક્ત ૫૦ માણસ રોગના પંજામાંથી બચવા પામ્યા હતા જે મુંબઈ શહેર એક વખતે ઘણું રમણીય હતું તે આ રોગની ઉત્પત્તિ પછી લગભગ વેરાન જેવું થઇ પડયું હતું" તે સમયની મરકીથી થાણા, વસઇ, દમણ, સુરત, અમદાવાદ વગેરે શહેરો લગભગ પાયમાલી પર આવી ગયાં હતાં, જેને આ રોગ થતો તેને ઘણુંખરૂં બગલમાં, જાંઘમાં અથવા કાનની નીચે ગાંઠ થતી હતી અને આંખની કીકીની આસપાસ સોજો આવતો સને ૧૮૧૨–૧૩ માં ગુજરાત, કાઠીઆવાડ અને કચ્છમાં ઘણો મોટો દુષ્કાળ પડયો હતો; તેજ સમયમાં અમદાવાદમાં મરકીનો ઉપદ્રવ શરૂ થયો હતો, ટુંક સમયમાં પોળોમાં કુટુંબના કુટુંબ આ રોગના ભોગ થઇ પડયા હતા અને કેટલીક વખતતો એક કુટુંબના માણસને બાળીને શ્મશાનેથી પાછા ફરે કે તરત બીજા કુટુંબના કે તેના સગાનેજ તરત શ્મશાને બાળવા લઇ જવું પડતું હતું. આ શોકજનક બનાવ એટલો વધી પડયો કે ...ળાની કીયા કરવાનો વખત સ્ત્રીઓને આવવા લાગ્યો

અને મરણની સંખ્યા એટલી બધી વધી ગઇ હતી કે તેને દહન કરવાને સાધનો પણ પૂર્ણ ન મળી શકવાથી છાપરાઓની વળીઓનો ઉપયોગ કરવો પડતો હતો. આ પ્રમાણે આ દુષ્ટ રોગે કુટુંબના કુટુંબ, દેશના દેશ અને અનેક શહેરોનો નાશ કરી ભૂતકાળમાં અતિશય ત્રાસ વર્તાવ્યો છે અને હાલમાં પણ વરતાવી રહ્યો છે આ રોગનો ઇતિહાસ જોતાં હિંદુસ્થાન, ચીન, ઇંગ્લાંડ આદિ દેશોમાં આ વિનાશકારક ઉપદ્રવ અમુક ઋતુમાં થાય છે એમ ખાત્રીથી કહી શકાતું નથી, પરંતુ ઘણા ભાગે ઠંડી ઋતુમાં અને વરસાદના દિવસોમાં તેનો ઉમળ થવાનો વધારે સંભવ રહે છે.

જ્યારે દેશમાં વાયુ (હવા), જળ કાળ, તથા ખાનપાનાદિક વસ્તુઓમાં ફેરફાર થાય છે ત્યારે આવા દુષ્ટ મહામારી જેવા વ્યાધિઓ દેશને પાયમાલ કરે છે.

तद्यथा। वायुरुदकं देसकाल इति। चतुर्ष्वपि दुष्टेषु कालान्तेषु यदानराः। भेषजेनोपपाद्यन्ते। न भवन्त्यातुरस्तदा॥ इति चरके॥



## પ્લેગની ઉત્પત્તિનાં કારણો.

આ દુષ્ટ ઉપદ્રવને ઉપસ્થિત કરનાર અનેક કારણોમાં મુખ્યત્વે કરીને (૧) ગંદકી, (૨) અસ્વચ્છ હવા, (૩) ખરાબ પાણી, (૪) ભેજવાળું ઘર, (૫) મચ્છર અને ચાંચડ, (૬) ઉંદરો, (૭) મળમૂત્રનો જમાવ, (૮) શરદી, (૯) બહુ વરસાદ, (૧૦)

જમાવ અને સૂર્યનો તાપ લાગીને તેમાંથી થતો કોહવાડ જેમાંથી જુદીજુદી જાતની ઝેરી હવા ઉત્પન્ન થાય છે તે (૧૧) પ્લેગ એ ચેપીરોગ હોવાથી તે જેને થયો હોય તેનો ખોરાક, પાણી, લુગડાં વીગેરે વાપરવું અને તેવા માણુસનો સ્પર્શ (૧૨) મરકી પીડીત દેશમાં જવું (૧૩) ન સાફસુફ થયેલી ગંદી ગટરો (૧૪) મરકીના જંતુનું શ્વાસોશ્વાસમાં વાયુમાર્ગે જવું ૧૫) કોહવાઇ ગયેલાં શાક ભાજીનું ખાવું (૧૬) કૃમિ (૧૭) ટાઢો અને ઊબવાળો ખોરાક તથા ભારેખોરાક, વીગેરે છે. આ રોગ ચેપી છે એ વાત નિઃસંશય છે. બીજા પ્રદેશમાં આ વ્યાધિ પ્રચલિત હોય અને ત્યાંના જન ખોરાક, ફળ, તેલ, ઘી, વીગેરે અન્ય, તે રોગમુક્ત પ્રદેશમાં જવાથી તે પ્રદેશમાં તરત આ દૈવકોપરૂપ રોગ શરૂ થાય છે. ઇ. સ. ૧૮૯૬ ના ઓગસ્ટમાસમાં મુંબઇમાં મરકી અતિશય ચાલતી હતી, ત્યારે તપાસ કરતાં જણાયું હતું કે યાત્રાળુનો મોટો મેળો હતો ત્યાંથી યાત્રાળુ લોકોની આવજાવ મુંબઇમાં થઇ તેથી ત્યાં રોગ શરૂ થયો. પ્રથમ તો ફક્ત માંડવીબંદરમાં શરૂ થયો. ત્યાં અનાજની મોટી વખારો છે અને તેથી ઉંદરો તેની આસપાસ ઘણા મરણ પામ્યા હતા અને અનાજ પણ સડીગયાં હતાં; પછી તે આખા મુંબઇમાં આવજાવથી અને હવાના તથા જંતુના પ્રસરવાથી રોગ જામ્યો હતો.

આ રોગ માણુસના શરીરને અને ઊંદરના શરીરને તરતજ અસર કરે છે. જ્યાં હવા આ રોગથી દુષિત થાય છે, ત્યાં પ્રથમ ઊંદરો ઘણા મરવા પામે છે. ઘરમાં ઊંદરો આમતેમ ફરતાં ચક્કરીખાઇને પાણીના નળની પાસે, અગર પાણીઆરા પાસે અથવા ઘરની વચ્ચે તરફડી મરણ પામે છે. આ મરકીનું મુખ્ય ચિહ્ન છે. આ રોગનો ચેપ જેટલે દરજ્જે અસર કરે છે તેના કરતાં તે રોગનાં

સંસર્ગવાળા તેમજ ઊંદર કે જે પ્લેગનાં મૂળ નિમિત્તભૂત છે તે ઊંદરો અનાજમાં રહેવાથી તે અનાજ ઝેરી થયેલું હોય છે તે વિશેષ રોગને ફેલાવનાર છે. યાત્રાળુલોકો યાત્રાર્થે અમુક સ્થળે જાય છે અને ત્યાં પ્લેગ શરૂ થતાં પાછા પોતાના સ્વદેશ તરફ ફરે છે; પરંતુ તેમની સાથે તે સ્થળની દુષ્ટ હવા, ખોરાક, પાણી વીગેરેથી ઉત્પન્ન થયેલાં પ્લેગના જંતુઓ લઇ જાય છે અને પોતાના દેશોમાં પ્લેગ પ્રસરાવે છે.

બીજું આ દેશમાં ચોમાસુ અને ઠંડી પડતાં અનેક જાતનાં તાવ પ્રજાને લાગુ પડે છે, અને મુખ્યત્વેકરીને તે તાવમાં ઘણેભાગે મેલેરીયલ હવા હોય છે. ભાદરવા આસોમાં વરસાદના પાંણીથી કાદવ વીગેરે ગંદકીમાં ઝાડ પાલવના પત્રો કોહીને જે હવા ઉત્પન્ન થાય છે તે મેલેરીયાની હવા કહેવાય છે. આ હવા પ્રાણીઓના શ્વાસોશ્વાસમાં જઇ લોહીસાથે મળી એકજાતના ઝેરીજંતુ ઉત્પન્ન કરે છે કે જે સૂક્ષ્મદર્શકયંત્રથી સ્પષ્ટ જણાય છે. મરકી એ પણ એક જાતનો ચેપી અને ઝેરીતાવ છે, તેની શરૂઆત પણ મેલેરીયલ ઋતુમાં જોવામાં આવે છે; અને તે હવા એક ઘરથી બીજે, અને બીજેથી ત્રીજે એમ પ્રસરી આખું શહેર રોગમય કરી મુકે છે.

ઉપર પ્રમાણે દર્શાવેલાં અનેક કારણોથી અને અનેકરીતે મરકીનાં જંતુ, કોલેરાના જંતુની માફક એકદમ શરીરમાં અસર કરે છે; માટે બનતી સર્વ સાવચેતી લેવી જોઇએ, અને મરકીને ભોગ થઇ પડેલા જનથી, ઘરથી, ખોરાકથી, અર્થાત્ એવી દુષ્ટહવામાં રહેલા સર્વ પદાર્થોથી બનતો ત્યાગ કરી હમેશાં સ્વચ્છ રહેવું અને ગૃહમાં પણ સ્વચ્છતા રાખવા અને પૂર્ણ હવા અને પ્રકાશનો સંચાર થાય એમ પ્રયાસ કરવો.

વિશેષ કેરલદેશમાં પ્રચલિત **हरमेखला** નામના ગ્રંથમાં **विषचिकित्साना** પ્રકરણમાં **आखुविषप्रतिषेध** એટલે ઉંદરના વિષ નિવારણના સંબંધમાં જે હકીકત દર્શાવી છે. તે અને પ્લેગવિષના વ્યાધિમાં થતાં લક્ષણો મળતાં આવે છે. તે વિષયમાં પુનાખાતે ગતવર્ષમાં મળેલું અષ્ટમ વૈદ્ય સંમેલનના પ્રમુખ કોચીનના નામદાર માહારાજાશ્રી રામવર્માએ પોતાના સંસ્કૃતભાષણમાં ઉદાહરણ તરીકે નીચેની હકીકત બતલાવી છેઃ—

**अत्रोदाहरणाय किंचिदिदमुच्यते । केरलीयैर्विषचिकित्सकैः प्रमाणतयाऽवलंब्यमानेषुग्रन्थेष्वन्यतमेहरमेखलानाम्निग्रन्थे आखुविषप्रतिषेधप्रस्तावइदमुपलभ्यते ॥ कोथशुक्रशकृन्मूत्रलालादंष्ट्रनखार्तवैः । व्याप्नोत्याखुविषं तत्र कोथजंत्वति दारुणम् ॥ कोथजंतु भवेद्ग्लानिरालस्य गात्र गौरवम् ॥ आस्यतिक्तत्वमरुचिजृम्भा शिरसि गौरवम् ॥ दृशोररुणत्वमास्यस्यशोषोविश्लेष ओष्ठयोः । निश्वासोच्छ्वासवृद्धिश्च संध्याकुञ्चनकंपने ॥ ग्रन्थयः श्वयथुः सादः कक्षवंक्षणयोर्भृशम् । शीतज्वरोऽतिरुङ्मूर्च्छारोमहर्षो भ्रमोमदः ॥ सद्योपक्रमशीलस्य साध्यमेतत् उपेक्षया । त्रिरात्रात्सप्तरात्राद्वापक्षान्मरणमादिशेत् ॥ इमानिप्लेगाख्ययाव्यवह्रियमाणव्याधावपिप्रायेणेमानिलक्षणानि सभवान्तीति ॥**

**ભાવાર્થ**—દાખલા તરીકે કેરલ દેશના વિષ ચિકિત્સકો એ

પ્રમાણુ માટે ઘણા ગ્રંથોની શોધ કરતાં હરમેખલા નામના ગ્રંથમાં ઉંદરોના વિષ નિષેધની પ્રસ્તાવનામાં નીચે પ્રમાણે જણાવ્યું છે.

ઉંદરોનું ઝેર વણસડયાની મારફતે અગર ઉંદરોનું વીર્ય, લીંડીઓ, પેશાબ, લાળ, ડાઢો નખ વીગેરેના સંસર્ગથી માણસના શરીરનું લોહી ઝેરી બની જાય છે. વણસડયાના સંસર્ગથી જે ઝેર વ્યાપે છે તે ઘણુંજ દુઃખદાયક હોય છે. તે ઝેર માણસના શરીરના લોહી સાથે મળવાથી શરીરમાં સુસ્તી, આળસ, શરીરનું ભારે થવું, મોઢામાં કડવાશ, અરૂચી, બગાસાં આવવાં, માથું ચઢવું, આંખ લાલ ચોળ થવી, મોઢામાં શોષ પડે, બંને ઓઠ એકઠા થાય નહિ, શ્વાસોચ્છ્વાસ કોઇ વખતે વધારે અને કોઇ વખતે ઓછો લેવાય, શરીરના સાંધા અકડાઇ જાય, કંપારો થાય, બગલ અને જાંગમાં ગાંઠો નીકળે, સોજો આવે દાહ થાય, કળતર થાય, ટાઢ વાઇને તાવ આવે, તીવ્ર વેદના થાય, મૂર્છા આવે, રૂવાંટાં ઉભાં થાય, ચકરી આવે, મીણો ચઢે વીગેરે ઉપર પ્રમાણે લક્ષણો થાય છે, તેનો એકદમ ઉપચાર કરવામાં આવે તો તે સાધ્ય છે. અને ઉપેક્ષા કરવામાં આવે તો ત્રણ રાત, સાત રાત અને પંદર રાતની અંદર માણસ મરી જાય છે, હાલ ચાલતા પ્લેગ નામના વ્યાધિમાં ઘણું કરી આ લક્ષણો જોવામાં આવે છે. પ્લેગ અને ઉંદરોનો સામાન્ય રીતે નિકટ સંબંધ છે. પ્લેગ થવાનું પૂર્વરૂપ ઉંદરો પડવાનું છે. ઉંદરોના વિષ નિષેધની જે દવાઓ આપણા પ્રાચીન આર્યવૈદકમાં બતાવવામાં આવી છે તે તમામ દવાઓ આ રોગ ઉપર પણ અવશ્ય લાગુ પડે છે એ અમારા સંપૂર્ણ અનુભવથી કહીએ છીએ. મહર્ષિ સુશ્રુતાચાર્યે સુશ્રુત ગ્રંથમાં કલ્પસ્થાનના અધ્યાય ૬ માં

**"मूषिक कल्पं"** એટલે ઉંદરોની જાતો, ઉંદરોના વિષસંસર્ગોથી થતા દરદોની ચિકિત્સા બતાવી છે. તેમ **"कीट कल्पं"** જંતુઓથી થતાં દરદોની હકીકત સાથે ચિકિત્સા બતલાવી છે.



## મરકી થયાનાં લક્ષણો નીચે પ્રમાણે.

# લક્ષણો.

(૧) ટાઢીયો તાવ આવે છે. (૨) કોઇ વખતે ઉનો પણ આવે છે. (૩) માથુ બહુ દુઃખે છે. (૪) શરીરમાં સુસ્તી વધારે રહે છે કે જેથી આંખો પણ ઉઘડી શકતી નથી. (૫) શરીરના તમામ સાંધાઓમાં કળતર થાય છે. (૬) હાથે પગે અને આંખોમાં દાહ થાય છે. (૭) ડાબી બાજુએ હૃદયમાં ધબકારા મારે છે. (૮) આંખોમાં ખાડા પડે છે. (૯) બગલમાં, જાંગમાં, ગળામાં અગર કોઇપણ સાંધાના વલણમાં ગાંઠ નીકળે છે. (૧૦) અને તે કોઇ વખતે તાવ આવતાં પહેલાં અગર પછી દેખાય છે. (૧૧)ગાંઠો રાતી અને કાળી હોય છે. (૧૨) ગાંઠોમાં બળતરાને વેદના ઘણી થાય છે. (૧૩) ફેફસામાં સોજો આવે છે. (૧૪) લોહી પણ પડે છે. (૧૫) પ્રથમ બગલ, જાંગ અગર ગળામાં સોજો આવીને થોડા વખત પછી ટાઢ વાઇને તાવ આવે છે. (૧૬) તાવ એકદમ ૧૦૪–૫–૬ સુધી ચઢે છે. (૧૭) બોલ્યાનું ભાન રહેતું નથી. (૧૮) નાડી નરમ અને અતિશય ચાલે છે. (૧૯) ઉધરસ આવે છે. (૨૦) અને બલગમમાં લોહી પડે છે. (૨૧) શ્વાસ ચઢે છે. (૨૨) જીભ, હોઠ સુકાય છે. (૨૩) શોષ બહુ પડે છે. (૨૪) હેડકી ઉપડે છે. (૨૫) ઝાડો પેસાબ બંધ થાય છે. (૨૬) સનિ-

પાતનાં ઘણાં ચિન્હો જોવામાં આવે છે. (૨૭) હૃદય નબળું પડી જાય છે. (૨૮) મુખમાં કડવાશ રહે છે. (૨૯) ઉઠતાં બેસતાં ચકરી આવે છે. (૩૦) મૂર્છા રહે છે. (૩૧) આંખો લાલ ચોળ રહે છે. (૩૨) જીભ કાળી પડે છે ઇત્યાદિ લક્ષણોમાંના ઘણાખરા ચિન્હો એકી વખતે અગર આગળ પાછળ જોવામાં આવે છે. જૂદી જૂદી જગા ઉપર નરમ અગર સખત હુમલો થાય છે. મરકીના દરદમાં મુખ્યત્વે કરીને બગલમાં અને સાથળમાં ગાંઠ જોવામાં આવે છે. ઘણી વખતે તાવને ગાંઠ એકી વખતે થાય છે, અને કેટલી વખતે ગાંઠ પહેલી થયા પછી તાવ આવે છે, અને તાવ આવ્યા પછી એક બે દીવસે પણ ગાંઠ જણાય છે.

પાશ્ચિમાત્ય વિદ્વાનો આ રોગને બ્યુબોનીક પ્લેગ કહે છે. એના પાંચ પ્રકાર છે. (૧) બ્યુબોનીક પ્લેગ. (૨) ન્યૂમૉનીક પ્લેગ. (૩) સૅરીબ્રલપ્લેગ. (૪) સેપ્ટીસીમીપ્લેગ. (૫) ગેસ્ટ્રો ઇન્ટેસ્ટાઇનપ્લેગ.

પ્લેગમાં જે જે વખતે જે જે કારણો જ્યાંથી ઉત્પન્ન થયેલાં માલુમ પડયાં કે તુરતજ તે બાબતનો વિચાર કરી તેનું જુદું નામ આપવામાં આવે છે પ્રથમનો પ્રકાર જે બ્યુબૉનીક પ્લેગ તે બગલમાં, જાંગમાં અને ગળામાં વગેરે શરીરના કોઇ ભાગોમાં આવેલી લૅમ્ફેટીગ્લેન્ડ નામની થેલીઓમાં સોજો થઇ ગાંઠ નીકળી આવે છે. બીજો ન્યૂમૉનીક પ્લેગ ન્યૂમૉનીઆ ફેફસાંના પડના વચ્ચમાં થાય છે. ત્રીજો સૅરીબ્રલ પ્લેગ જેમાં તંદ્રા તથા બ્રેન ફીવરનાં લક્ષણો હોય છે પણ ગાંઠ દેખાતી નથી. ચોથો સૅપ્ટીસીમી પ્લેગ આ જાતના પ્લેગમાં તાવ સખત હોય છે પણ ગાંઠ થતી નથી. પાંચમો ગેસ્ટ્રોઇન્ટેસ્ટાઇન પ્લેગ જેમાં આંતરડામાં વિકાર થઇ ઝાડો ઉલટી વગેરે થાય છે.

આપણા આયુર્વેદમાં જેમ દરેક રોગો તાવ, પીત્ત કફ દ્વન્દ્વ અને સંનીપાત જન્ય હોયછે અને તેથી કરીને તેના જુદા જુદા પ્રકાર બતાવ્યા છે. તેવી રીતે તેમનામાં પણ જૂદા જૂદા પ્રકાર છે. સંનીપાતના આપણામાં તેર પ્રકાર બતાવ્યા છે તેમાંના કેટલાક રોગનાં ચીન્હો આ રોગને મળતાં આવે છે તેથી કરીને સંન્નીપાત એથી નામ કહેવામાં આવે છે.

## સાવચેતી અને ઔષધોપચાર.



(૧) પ્લેગ જેવા મહાભયંકર રોગથી બચવાને માટે જે લત્તામાં મરકીના કેસો થતા જણાયકે ઉંદરો મરતા જણાય ત્યાંથી બીજે ઠેકાણે ખસી જવું. (૨) ઉંદરોને ચાંચડો જ્યાં વધારે હોય ત્યાંથી બીજે રહેવું. (૩) મીતાહાર કરવો. (૪) પાણી ઉકાળીને પીવું. (૫) ટાઢો, વાશી અને ઉબાયેલો ખોરાક ખાવો નહિ. (૬) સડેલાં શાક ભાજી ખાવાં નહિ. (૭) મરકીવાળાનાં લુગડાં લત્તાં પહેરવાં નહિ. (૮) તેનો ખાધેલો ખોરાક, ચ્હા, બીડી કે પાણી પીવાં નહિ. (૯) મરકીવાળાનો ઝાડો, પેસાબ અને કફ યુક્તિથી નિવૃત કરવાં. (૧૦) મચ્છર અથવા ચાંચડ ન થાય માટે રહેવાની જગાએ ગંદકી થવા દેવી નહિ અને હોયતો દૂર કરવી. (૧૧) દરરોજ ઘરમાં ગંધક, લોબાન અને કંદુપનો ધૂપ કરવો. (૧૨) દરદીની પથારી આગળ બહુ માણસની ગીરદી કરવી નહી. (૧૩) ગીરદીથી દરદીના શ્વાસની હવા બીજા માણસોના શ્વાસોચ્છ્વાસમાં જવાસંભવ રહે છે ઇત્યાદિ.

આપણા આર્ય લોકો આ રોગને કોલેરાની પેઠે મહામારી એટલે માતાનું થયું છે એમ માની બાધા વીગેરે રાખે છે તો તે સંબંધમાં જણાવવાનું કે સંકટ સમયે પ્રભુ ૰ ા મેળવવી એ મનુષ્ય

કર્તવ્ય છે. મનુષ્ય યત્ન અને ઈશ્વર કૃપા એ બંનેનું અન્યોન્યાશ્રયપણું છે માટે દેશકાળને અનુસરી જે યોગ્ય જણાય તે કરવું. યજ્ઞ યાગાદિ વિગેરે સત્કાર્યો પ્રભુ કૃપા મેળવવા માટે છે અને તે કરવાથી હોમ વીગેરેમાં હોમાએલા તલ, જવ, સમીધાઓ વીગેરે દ્રવ્યોના ગુણોથી હવામાં ઘણો ફેરફાર થાય છે.

ઔષધોમાં મુખ્યત્વે કરીને જંતુઘ્ન ઔષધો જેમાં આવતાં હોય તેવા ઉપચારો કરવા જરૂરના છે. મરકીના ઉપચારો વિવિધ પ્રકારના છે. જે વખતે જેજે લક્ષણો માલમ પડે તે ધ્યાન ઉપર લઇને ઔષધોપચાર કરવામાં આવે છે. છતાંપણ વિદ્વાન દાક્તરો તથા વૈદ્યોના અભાવે તાત્કાલિક કરવાના કેટલાક ઉપચારો નીચે પ્રમાણે બતાવવામાં આવ્યા છે.

( ૧ )

(૧) લીમડાની લીંબોળી તોલા બે. (૨) કરીઆતુ તોલા બે. (૩) વાવડીંગ તોલા બે. (૪) પિતપાપડો તોલા બે. (૫) હરડે દળ તોલા બે. (૬) ઈંદ્રજવ તોલા બે. (૭) કાલીદ્રાક્ષ તોલા બે. (૮) શોધેલો ગંધક તોલા બે.

ઉપરની ચીજો ખાંડીને તેમાંથી સવાર બપોરને સાંજરે દર રોજ રૂ ૦ાા ભારની ફાકી લેવી તંદુરસ્ત માણસો પણ પ્લેગના વખતમાં આ ચુર્ણ ઉપર બતાવ્યા પ્રમાણે સવાર સાંજ લેતો આ દુષ્ટ વ્યાધિના ભયથી બચી જાય છે.

---

( ૨ )

(૧) લીંબડાની ગળો તોલા ત્રણ. (૨) વાવડીંગ તોલા ત્રણ (૩) શેકેલાં કાચકા તોલા ત્રણ. (૪) કાલીજીરી તોલા ત્રણ. (૫)

સંચળ તોલા ત્રણ. (૬) હરડેદળ તોલા ત્રણ. (૭) જુનો ગોળ તોલા ૭.

ઉપરની ચીજો એકઠી કરીને તેમાંથી દરરોજ સવાર બપોરને સાંજરે ચૂર્ણ રૂ. ૦ાા ભાર અગર પાણીમાં મોટા બોર જેવડી ગોળી કરીને ટાઢા પાણી સાથે લેવી તંદુરસ્ત માણસોને પણ સવાર સાંજ બે વખત લેવી.

---

## ( ૩ )

(૧) લીંબડાનાં પાન તોલો એક. (૨) તુલસીનાં પાંન તોલો એક. (૩) મરી તોલો ૦ા. (૪) કાલીજીરી તોલો એક. (૫) સંચળ તોલો એક. એ વસ્તુઓને તુલસીના રસમાં વાટી નાના બોર જેવડી ગોળીઓ કરવી અને તે સવાર બપોર ને સાંજરે એકેકી પાણીમાં લેવી.

## ( ૪ )

(૧) શાસ્ત્ર સિદ્ધ કરેલું લીંબોળીનું તેલ સવાર સાંજ પાંચ પાંચ ટીપાં પતાસામાં ખાવાથી પ્લેગના જંતુઓ ઉત્પન્ન થતાં નથી.

---

## ( ૫ )

(૧) લીંબડાનાં પાંન તોલા પાંચ. (૨) અજમો ખોડી તોલા પાંચ. (૩) વાવડીંગ તોલા ત્રણ. (૪) અરડુસીનાં પાન તોલો એક.

ઉપરની ચાર ચીજને એક તપેલીમાં શેર પાંચ પાણી લઇ તેને દેવતા ઉપર મુકી સારી રીતે ઉભરો આવે તેવું પાણી થાય ત્યારે બતાવેલા માપ પ્રમાણે નાંખી વરાળ જાય નહી તે પ્રમાણે તરત

ઢાંકી દેવું. ત્યાર પછી અરધા કલાકે પ્લેગના તાવવાળાને ગરમ કપડું ઓઢાડી બાફ આપવો સવારસાંજ બે વખત આપવો.

( ૬ )

હરડેદળ, બેહેડાં, આંબળાં, પોળી સાટોડી એ ચારે સરખા વજને લઇ તેનું અડધાભાર ચૂર્ણ સવાર સાંજ રૂ. ૧) ભાર મધ સાથે ચાટવું.

( ૭ )

## ક્વાથ.

(૧) લીંબડાની ગળો રૂપીઆ બે ભાર. (૨) લીંબડાની અંતર છાલ રૂપીઆ બે ભાર. (૩) કાલીજીરી રૂપીઆ બે ભાર. (૪) ઈંદ્ર-જવ રૂપીઆ બે ભાર. (૫) વાવડીંગ રૂપીઆ બે ભાર. (૬) કાલી-દ્રાક્ષ રૂપીઆ બે ભાર. (૭) હરડેદળ રૂપીઆ બે ભાર. (૮) પિત્ત પાપડો રૂપીઆ બે ભાર. (૯) ગરમાલાનો ગોળ રૂપીઆ બે ભાર. (૧૦) કરીઆતુ રૂપીઆ બે ભાર.

ઉપર પ્રમાણે ચીજોની સરખા વજને સાતપડી કરવી તેમાંથી એકેકી પડી રાત્રે બશેર પાણીમાં માટીના વાસણમાં પલાળી સવાર-માં ઉકળતાં ચોથા ભાગનું પાણી રહે એટલે ગળીને ક્વાથનુ પાંણી રૂપીઆ ૦।) ભાર મધ નાંખીને પાવું.

( ૮ )

કાલી જીરી તોલો ૦।    વાવડીંગ તોલો ૦।
ઈંદ્રજવ તોલો ૦।    બનપ્સા તોલો ૦।

એ ચીજોને અધકચરી કરીને શેર ૧) પાંણીમાં ઉકાળીને અચ્છેર પાણી રહે એટલે તે પાણીને ઠંડુ કરીને તૃષા લાગે ત્યારે

આપવું. ઉપરના માપ પ્રમાણે વધારે પાણી કરી લેવું. બીજું પાણી પાવું નહિ

( ૯ )

હૃદયમાં નબળાઇ જણાય તો કસ્તુરી રતીભાર રૂપીઆ ૦ાા ભાર મધમાં ચટાડવી.

( ૧૦ )

**મહામૃત્યું જયવટી**—આ રોગની ખાસ પેટંટ દવા છે. જેમને દુષ્ટ વ્યાધિ થયો હોય તેમને સવાર બપોરને સાંજરે એકેકી ગોળી તુળસીના પાનને વાટી તેના રસમાં ગોળી વાટી નાંખીને પાઈ દેવી નિરોગી માણસોએ પણ આ દુષ્ટ વ્યાધિ ચાલતા સમયમાં સવાર સાંજ એકેકી ગોળી ટાઢા પાંણી સાથે અવસ્ય સેવા કરવા યોગ્ય છે.

(૧૧)

પ્લેગ થનાર માણસને કુંગળીને વચમાંથી કાપીને તુરત સુંઘાડવી, અને જ્યાં ગાંઠ નીકળી હોય ત્યાં કુંગળીને કાપીને તુરત બાંધી દેવાથી પ્લેગનું વિષ ઓછું થાય છે.

(૧૨)

મરકીના દરદી આગળ હાથ ધોવા તેમ લુગડા ધોવા વીગેરે કામ માટે પાણી નીચે લખેલું વાપરવું:--રસકપુરનું પાણી બે ભાગ ને ૨૦૦૦ ભાગનું મીઠું પાણી મેળવીને વાપરવું, અગર મીઠું, મોરથુથુ ટંકણખાર વીગેરેનું પાણી વાપરવું.

(૧૩)

**સુશ્રુતકલ્પસ્થાન—અધ્યાય ૭ મો.**

## મહા સુગંધી ધૂપ.

રતાંદલી, અગર, કઠ, તગર દેવદારનો ગુંદર, પાંડેરવો, વાળો,

( ૧૯ )

શરૂ, દેવદાર, સુખડ, દુધેલી, ભારંગી, ગળો, નોરવેલ, દારૂહળધર, પદ્મકાષ્ટ, જેઠીમધ, નાગરમોથ, જટામાંસી, પુન્નાગ, એલચી, ચનીકબાલા, સોનાગેરૂ, રોહીસઘાસ, બળદાંણા, કાળોવાળો, રાળ, મુરામાંસી, ગાયવસુકડાં, હરેણુ, તાલીસપત્ર, નાનીએલચી, ધઉંલાં, અરડુસો હીરાકસી, પત્થરફુલ, તમાલપત્ર, પીંડીતગર, સુંઠ, મરી, પીંપર, કપુર, સીવણ, કઠુ, બાવચી, અતિવિષ, કાળીજીરી, ઇંદ્રવારણી, પીળો વાળો, વાયવરણાં, મોથ, નખલાં, ધાંણા, સફેદ, ગરણી, સફેદવજ, હળધર, દારૂહળદર, ભરૂંઠ થુહેરલાખ, સૈંધવ, બીડલવણ, સંચલ, પોયણાં, રક્તકમલ, શ્વેતકમલ, આકડાનાં ફુલ, જાઇનાં ફુલ, તિલકવૃક્ષ ફળ ફુલ, તુળસીની માંજર, મોગરાનાં ફુલ, શેમણનાં ફુલ, નગડનાં ફુલ, ધાવડીનાં ફુલ, રાળનાં ઝાડનાં ફુલ, મીણાહુરમાનાં ફુલ, ગુગળ, કેસર, કડવી ઘોળી શંખાવળી અને કડવી નઇ એ પંચાશી દ્રવ્યોનું સૂક્ષ્મચૂર્ણ ને ઘી સંયુક્ત કરીને ધૂપ દરેક પ્રકારની ઝેરી હવાને સારી કરનાર છે અને પ્રથમના વખતમાં મહામારી વીગેરે દેશને પાયમાલ કરનારા દુષ્ટ વ્યાધિઓ જ્યારે થતા ત્યારે આ ધૂપનો ઉપયોગ કરવામાં આવતો હતો અને તેથી તમામ ઉપદ્રવો નષ્ટ થઇને દેશની આબાદી થઇ છે.

( ૧૪ )

ધૂપ—સુખડ, રતાંદલી, અગર, તગર, કંપેલો, અજમો, કાલીજીરી, ગંધક, લોબાંન, કપુર, ગુજ્જર, ગુગળ, કંદરૂપ, સરલ, લીંબડો, દેવદાર ઇત્યાદિમાંથી ઘણાં દ્રવ્યો સાથે મેળવીને સવાર, બપોર અને સાંજરે ધુપ આપવો.



## ( ૧૫ )

## ( નિઘંટ રત્નાકર. )

### જંતુ નાશક દવા.

ધંતુરો, ગંધક, ગજકરણુ, કંપેલો, કાલીજીરી, ફુલફુળ (યુનાની) ગુલે હમાઝનીગુંડી, પારાગંધકની કજજલી, કડવોલીંબડો અને તેનાં પંચાંગ, રસકપુર, કપુર, રાજહંસ, ડુંગળી, વાવડીંગ, સુખડ, રતાંદળી, અગર તગર ઇત્યાદિ.

## ( ૧૬ )

### દુર્ગંધ નાશક.

રસકપુર, કપુર, ડુંગળી, ગુગળ, કંદરૂપ, મોરથુથુ, ટંકણ, કોલસા, રાખ, ચુનો, છાંણુ, ગોમૂત્ર, ગંધક, હીરાકશી, કાંદો, મીડાનો તેજાપ, ડામર, કોલન વોટર, ફેનાઇલ, લીંબડાનોઝારો ઇત્યાદિ.

## ( ૧૭ )

### સ્વેદલ.

અજમો, લીંબડો, બનપ્સા, લીલીચા, ચોપચીની, હલધર, દારૂહળદર, કાલીવાળો, મરી, સુરોખાર, ઉપલસરી, ઉસ્તેખુદુસ, રસવંતી ઇત્યાદિ.

## ( ૧૮ )

### ગાંઠ વેરી નાંખનાર.

ગુલખાસ, હીંગળોક, કાથો, શતોમલમ, કાળોમલમ, કાંદો, રગત, રોહડો, રતવેલીયો, એલીયો, સાબુદેશી, રેવચીનો શીરો, તમાકુ, આયોડાઇન, બોલાડોના, પારાનું મલમ ઇત્યાદિ.

---

( ૧૯ )

## પકાવનારી.

બીલામુ, ડુંગળી, લસણ, અલસી, બેફેબનાસા, બોંયચંપો, જ-બાલગોટો, લાલચિત્રક, પલાસપાપડો, થુવરનું દુધ ઈત્યાદિ.

---

( ૨૦ )

## ગાંઠ ઉપર લેપ.

(૧) કાચએલીયો રૂ. ૧)એક ભાર. (૨) દેશી સાબુ રૂપીઆ એક ભાર. (૩) રેવંચીનો શીરો રૂપીઆ એક ભાર.

એમ ત્રણને વાટી પાંણીમાં ખદખદાવીને લેપ દીવસમાં બે બખત કરવો.

---

( ૨૧ )

(૧) સોનાગેરૂ રૂપીઆ એક ભાર. (૨) ઉપલેટ રૂપીઆ એક ભાર. (૩) જેઠીમધ રૂપીઆ એક ભાર. (૪) કંપેલો રૂપીઆ એક ભાર. (૫) વાવડીંગ રૂપીઆ ૧ ભાર. (૬) લીંબડાની લીંબોળી રૂ-પીઆ એક ભાર.

ઉપરની ચીજો પાણીમાં વાટી લુગદી બાફીને લેપ દીવસમાં બે બખત બાંધવું.

---

( ૨૨ )

ગંધકાદિ ગુટિકા, ગંધક રસાયણ, દ્રાક્ષાદિકવાથ, અભયાદિકવાથ પારિભદ્રાદિકવાથ, ઈંદ્રયવાદિકવાથ, ગુંડુચ્યાદિકવાથ, જવરારિરસ, મહા

( ૨૨ )

મૃત્યુંજયરસ, કૃમિરિપુરસ, વીગેરે ક્વાથો તથા ચંદ્રપ્રભાગુટિકા, મૃત્યું-જયવટી, ચિંતામણિરસ, વીગેરે શાસ્ત્રસિદ્ધ ઘણી દવાઓ સદરહુ રોગ ઉપર સારૂં કામ કરે છે, છતાં પણ વિદ્વાન વૈદ્ય દાકતરોની સલાહ મુજબ યોગ્ય ઉપચારો કરવા યોગ્ય છે.

( ૨૩ )

અળસીની અગર ઘઉંની પોટીસ કુંગલી નાંખીને કરવી.

---

( ૨૪ )

રાતા મલમ કાળા મલમ અને પારાના મલમની પટી ગાંઠના દરદ પ્રમાણે વિચાર કરીને ચોઢવી. ઘણી વખતે આ મલમથી ગાંઠ વેરાઇ જાય છે અગર પાક થતો જણાય તો તે ઉપર અળસી તથા ઘઉંનું પોટીસ બાંધવામાં આવે છે તો પાકીને પરૂ લોહી વી-ગેરે જંતુવાળો ભાગ નીકળી જાય છે અને જળો મુકાવાના સંબંધમાં વૈદ્ય ડાક્તરની સલાહ વીના કાંઇ કરવું નહી.

---

## ખોરાક.

સાબુચોખાની કાંગી, મગનું પાણી, ચોખાની કાંગી, ગાયનું દુધ વીગેરે હલકો ને પચે તેવો ખોરાક હંમેશાં દરદીને આપવો.

**સુચના**—સદરહુ મલમ વીગેરે ઉપરની દવાઓ અમારે ત્યાંથી તૈયાર મળે છે.

આ રોગ ઉપર ખાસ દવા અમુક છે એ નિર્ણય થયો નથી માટે તે વખતના ચિન્હોને અનુસરીને ઉપચારો કરવા જોઇએ.



# ઇંગ્રેજી દવાઓ.

(૧) ક્વીનાઇન, આઇપેકેકવાન્હા, કેમ્ફર અને કાર્બોલિક એસિડની ગોળીઓ નિયમિતપણે લેતા રહેવું.

(૨) પ્લેગના તાવમાં લોહીની અંદરના પ્લેગના જંતુઓ મારવા માટે કાર્બોલિક એસિડ આપવા તથા આયોડાઇન આપવા ભલામણ કરે છે.

(૩) ગજ્જરનું પ્લેગ સોલ્યુશન.

(૪) ગાંઠ ઉપર બે લાડોના પ્લાસ્ટર તથા લીનીમેન્ટ આયોડાઇન લગાડવું તથા પારાની પટી મારવી.

(૫) ફેનાઇલ, ચુનાનું પાણી, રસ, કપુરનું પાણી, મીઠાનું પાણી મોરથુથાનું પાણી, વીગેરે દુર્ગંધ દુર કરનારી દવાઓનો ઉપયોગ કરવો.

(૬) હ્રદયની મજબુતી માટે **એમોન્યા કાર્બ, સ્ટ્રીક્ન્યા ડીજીટેલીસ સ્ટ્રોફેન્થસ** અને **બ્રાન્ડી** વપરાય છે ફ્રેન્ચતબીબો એન્ટસીનો પ્રકાર શોધી કઢયો છે અને તે તરફ સરકાર તથા લોકોનું ધ્યાન ખેંચાયું છે. ટુંકામાં વિશેષ જે જે ચિન્હો જણાય તે માટે સારા વૈદ્ય દાક્તરની સલાહ મુજબ યોગ્ય ઇલાજ કરવા ભલામણ કરીએ છીએ.



આવા સંકટ મયમાં દરેક મનુષ્યે હરભડી ન જતાં દ્દઢ મન રાખી રહેવું જોઇયે. મનની અસર તન ઉપર અને તનની અસર ઉપર થાય છે. મન મજબુત રાખીને દરેકે ઉપરની હકીકતો

ધ્યાનમાં રાખી સાવચેત રહેવું જોઇએ. પ્લેગના સંબંધમાં હા અનેક પ્રકારની જૂદી જૂદી દવાઓની ભલામણ કરવામાં આવે છે છતાં પણ મારે કહેવાની જરૂર છે કે આ દુષ્ટ પ્લેગ માટે નામદા સરકારે કેટલાક વર્ષોથી અનેક પ્રકારની શોધો કરાવી છે અને તે નાબુદ કરવાને અનેક પ્રકારની તજવીજો કરી છે અને કરે છે છત પણ આ દુષ્ટ વ્યાધિની ચોક્સ દવા હજુ સુધી નક્કી થઇ નથી જે જે વખતે જેવા જેવા કારણો જોવામાં આવે છે તેતે વખ તે કારણો ધ્યાનમાં લઇને વિદ્વાન વૈદ્ય ડાક્તરો તેના ઉપચારો ક છે. આ વ્યાધિ સામાન્ય નથી કે જેમાં બીન અનુભવી માણસની સલાહથી દવા વીગેરે કરવામાં આવે. દરેક મનુષ્યે દીનચર્યા પ્રમાણે સદાચાર વીગેરે પોતાનો સ્વધર્મ સાચવી ઇષ્ટદેવ, ગુરૂ વીગેરેની પૂજા ભક્તી, કથા કીર્તન વીગેરે કરવાં જોઇએ. આવા દુષ્ટ વ્યાધિઓ પણ કર્મવિપાકનું સબળકારણ છે. મનુષ્ય જાતિપર જે ત્રિવીધી કષ્ટ છે તેમાં મહાન કષ્ટ આધિદૈવિક છે તો દરેક મનુષ્ય જાતિએ પોતાના કર્મોને સુધારી જગત્તનિયંતા તરફ હંમેશાં પોતાના આત્માને જોડી એજ મહાન પીતા પાસે શાંત્તિનું સુખ મ્હાગવું તોજ શાંતિ પ્રાપ્ત થશે. અને એજ પ્રાણી માત્રે યાચવું. અસ્તુ

॥ ૐ શાંન્તિ ! શાંન્તિ ! શાંન્તિ. ॥